# લલીતાગવરી.



પ્રકાશક—શા. છગનલાલ કપુરચંદ.

ગલેમંડી—સુરત.




કીં. ૦—૧—૦.

# લલીતાગવરીનીઃચાલાકી.

## પ્રકરણ ૧લું.

### ચાહક ચતુર દિવાન.

પ્રીય વાંચકવૃંદ ! આજે શ્રી ત્ર્યંબકેશ્વર મહાદેવનો શુભ દિવસ હોવાથી ચંદ્રપુરી નગરીની તરૂણ બાળાઓ તેમજ વૃદ્ધ સ્રીયો તેમજ પુરૂષ વર્ગ પણ શ્રી ત્ર્યંબકેશ્વર મહાદેવના જય જયકાર કરતાં કરતાં ચાલ્યા જાય છે, તે સમયે આ વાર્તાનો નવીન નાયક દીવાન પણ મહાદેવના દર્શનનો લાભ લેવા જવા માટે પોતાની તૈયારી કરતો હતો. સર્વે કામથી પરવારી પોતાના કોમળ પગ ઉપાડી ઝપાટા બંધ ચાલ્યા જાય છે. તે પ્રસંગે ખુમાનસીંગ હર્ષ ઘેલો થઈ બોલ્યો કે

શેર

જેમ કમળને ભમરો ચહે, નિશદીન ગુંજાર કરે,<br>
રહેવું નિત્ય તે રંગ જાણી, છેક ઘેલો થઇ ફરે.

બસ ! દિવાન જો સલુણી અને શિરોમણી ગુમાવે તોજ આ બંદાનો બેડોજ પાર થયો સમજવો. દિવાન ! આજે તારો સોના સમો સુરજ ઉગ્યો છે. વાહ ! આજની ઘટીકા અને આજનો દિવસ ! વાહ તકદીર ! તેં આ દિવાન માટેજ અમુલ્ય ઘટીકા ઘડી હોય એમજ લાગે છે. અરે ! પણ દિવાના દિવાન ! આજે વીચાર કરવાનો વખત નથી. તો નાહક વીચારમાં તણાવા કરતાં તારૂણી તરફનો રસ્તો પકડવો ઉત્તમ છે. તો ચાલ તાકીદે જળ ભરવા શરૂ કર.

શેર.

ચાલ જીવડા સત્વરે, લલના ખરે આવી હશે,
વાર લાગશે મુજને, લલના તું રંગથી ફરશે.

પ્રીય વાંચક! આપણો પ્રેમ ઘેલો લલીતાનો ચતુર દિવાન શ્રી ત્રંબકેશ્વર મહાદેવના દેરા પાસે ગયો. અને જુએ છે તો ચંદા તથા સુંદરીનો ચહેરો ઉદાસ ભર્યો હોવાથી દિવાન પણ બહાવરો થઈ ઉભો રહ્યો અને બોલ્યો

સુંદરી ! બોલ, સત્વર બોલ ! તારા ઉદાસી ચહેરાથી મને વિપરીત ભાસે છે. શું મારી ભાગ્યદેવી એ પ્રેમદાની સાથે મેળાપ નહિ કરી આપે ? !

શેર.

ન સુઝે રાત કે દિવસ,
બન્યો દીલદાર દિવાનો.
બુઝાવો પ્રેમની અગની,
ફરે લાચાર બીચારો.

દિવાન—સાહેલીઓ ! તમારા હ્રદયને ખોલી ઝટ બોલો મને ધીરજ રહેતી નથી.

સુંદરી—અરે ! લલીતાબાનો ગજબ. શું બોલું, શું દર્શાવું, બસ ધારેલું તો ધુળમાંજ મળી ગયું અને મારી તો આશાની દોરી તુટી ગઇ ! સર્વ આશા મારી લલીતા બાને લુંટી વખુટી કરી ગઈ !

દિવાન—અરે સુંદરી ? શું બોલે છે? કંઇ ગાંડી તો નથી થઇ ગઇ ! સાચું બોલ, સુંદરી સાચું બોલ.

સુંદરી—દિવાન ! જેહું કહું છું તે સત્ય છે. આ ચંદાને પુછી ખાત્રી કરો.

દિવાન—(ચંદાને) ચંદા-ચંદા. શું આ વાત સાચી છે.

ચંદા—દિવાન ! સાચી વાત છે.

લલીતાબાને....................

દિવાન—કેમ બોલતી અટકી ગઈ. તાકીદે બોલ.

ચંદા—અરે પેલો.

દિવાન—અરે વળી પેલો કહી કેમ અટકી ગઇ ?

ચંદા—પાપી ખુમાનસિંહ.

દિવાન—શું જાનથી ઠાર મારી.

ચંદા—નહિ, નહિ, જુલમથી ઉપાડી ચાલ્યો ગયો. હવે મારી ભોળી બાઇનું શું થશે?

દિવાન—ચંદા ! મારૂં તો નસીબજ ફુટી ગયું. અરેરે! નસીબ! નસીબ! પ્રીયા લલીતા! આ તારો દિવાન તારા વગર જીવનાર નથી.

તારૂં દુઃખ મારાથી સહન થનાર નથી. લલીતા ! પ્રીય લલીતા ! જુલમ ! જુલમ. હાય!

કવાલી

દીધા છોડી પિતા માતા
પ્યારી બહેનને છોડી
ન પરવા કોઇની કરતા
દીધા સર્વેને તરછોડી (૧)

પડયા છે માલ અને મીલકત
ન આશા લેશ પણ તેની
પ્રીયાના પ્રેમની ખાતર
દીધા ઘરબારને છોડી (૨)

ચંદા—દિવાન! આમ શું કરો છો? આપે તો લલીતા બાને જુલમી ખુમાનસિંહની કપટજાળમાંથી મુક્ત કરવાને કંઇ ઇલાજ લેવો જોઇએ. શાન્તિ ધરો. દિવાન શાન્તિ ધરો.

દિવાન—સુંદરી ! શાંતિ શી રીતે ધરૂં ?

સુંદરી—માણસ માત્ર માટે દુઃખ સરજાએલું છે. માટે શાંતિ ધરો. શાન્તીના ફળ મીઠાજ આવશે. ચાલો શાંતી ધરો આપણે લલીતા બાની શોધે જવાની જરૂર છે. હું અને ચંદા તૈયાર છીએ.

દિવાન—તમને સાથે લેવાનું કામ નથી. કારણ કે સ્ત્રી જાતથી વધારે સંકટમાં ફસાવું પડે. તમે ખુશીથી ઘેર જાઓ અને લલીતાના ઘેર એના માતા પીતાને આ બીના કહેજો અને સાથે એટલું પણ કહેજો કે, એક સરકારી નોકર સ્ત્રીની શોધમાં ગયો છે. બસ ! તમે જાઓ ! મારી પ્રીયા મનમોહીની ના મળે તો ચંદ્રપુરી નગરીનું જળ હરામગણું છું.

ચંદા—પાછા કયારે મળશો ?

દિવાન—તમો નીશ્ચીંત રહો, મારા પ્રાણ જતાં એ હું શોધી લાવ્યા સીવાય રહીશ નહીં મોહની ખાતર આ શરીરનાં ટુકડા થાય પરંતુ લાવ્યા શીવાય આવનાર નથી. નસીબમાં બનવાનું હશે તેજ બનશે. પણ આ દિવાન વીલે મોઢે પાછો આવનાર નથી. તમે જાઓ.

સુદરી ચંદા—આપણી આશા શ્રી તંબકેશ્વર પુરી પાડશે.

## પ્રકરણ ૨ જું

### દુ:ખી દિવાન

વાંચકવૃંદ ! આપણો દુઃખી દિવાન લલીતાની શોધમાં શેહેરમાં ગલી કુંચીઓ શોધી વળ્યો બારે દરવાજા ખોળી વળ્યો છતાં પતો ન મળવાથી ઉદાસી છવાઈ રહી હતી. મુખ કમળ પર એકે ચિન્હ દેખાતું નહોતું. અને આખરે પુલ પર ચાલતાં આંખોમાંથી આંસુ લુછતો લુછતો લલીત અવાજે બોલ્યો કે

## સેર.

લલીતા પ્રાયા શિરોમણિ તુજ કાન્તિ કયાં દેખીશ નહિ!
વિયોગી છે દીવાન આ વ્હાલી તને ભેટુ કહિ.

લલીતા કપટી ખુમાન તને કયાં લઈ ગયો હશે? આ તારો રસીક દિવાન પ્રેમમાં દિવાનો બન્યો છે. દયાળુ દેવી દયા કર અને તારા દર્શનનો લાભ આપ પણ કયાંથી આપે? આ દિવાનને શીર તો સંકટોજ સરજેલાં હશે.

## સેર.

વહાં કયાં જાઓછો. સરીતા નદીના નીર.
કયા ભાળીશું દેવીને, વધો ધરે મનધીર.

અરે આ દુઃખીયારાની શી દરકાર દુઃખીઆરાનું તો દુઃખ દુનિયામાં જાણુવાવાળા કંઈક થોડાજહશે. એને તો મારી શી પડી.

ઉપર પ્રમાણે વીચાર કરી દીવાન ગાંડાથેલા જેવો બની જેવો નદિમાં પડી આત્મઘાત કરવા પ્રયત્ન કરે છે તેવીજ એકાએક સ્ટીમર આવી લાગવાનો એકદમ અવાજ થયો. અને એક સુશીલા નામની સ્રી સન્મુખ આવી ઉભી.

વિધાતા પુર્વે મેંશા પાપ કર્યાં હશે. કે આ અવતારે મારા નશીબમાં દુઃખ, દુઃખ અને દુઃખ નીમેલું હશે. લલીતા ! લલીતા ! તારો વીયોગ મારાથી સહન થનાર નથી. હું તારા વીયોગે આ નદીમાં ઝીંપલાઉ છું. ( આમ તેમ જોઇ ) લાવ કેઇ આવતું દેખાતું નથી. પુલ ઉપરથી આ પાણીમાં ઝંપલાવું. અને માતાને સરણે જાઉં.

શેર.

કાચા સુતરને તાંતણે-બાંધિ આ જિન્દગાની છે.
દરિયાતણાં મોજા સમી તું-જુઠી જાણુ જવાની છે.

સબુર પ્રભુ સહાય કરશે.

( દિવાન બહાવરો થઇને જુએ છે. )

નવીન માણુસ(શુશીલા)—શા માટે પ્રાણુ આપે છે.

દિવાન— દુઃખીને દુનિયામાં જીવવું વૃથા છે.

શુસીલા—કારણુ?

દિવાન—વીયોગ !

શુસીલા—કોનો ?

દિવાન—મારી લલીતાનો.

શુસીલા—શાન્તિ રાખ અને તપાસ કર. ઇશ્વર તારો વીયોગ મટાડશે. એક ચોપડીમાં કહ્યું છે કે.

જીવતો માણુસ ભદ્રા પામશે.
મુઆ પછી કંઇ નવ મળે.

દિવાન—ત્હારા સદ્દબોધ માટે આભાર માનું છું અને શોધમાં જવા રજા લઉં છું.

શુસીલા—જા મળશે. સત્યજ મળશે. અને તારી આશા ફળશે. હું કહું છું તે સત્યજ છે.

(દિવાન વાતચીત કરી લલીતાની શોધમાં નીકળી પડે છે.)

---

## પ્રકરણ ૩જું.

---

### ખુનીનું-ખુન.

ગત પ્રકરણમાં જણાવી ગયા છીએ કે લલીતાને ઉપાડી કપટી ખુમાનસિંહ એક ભયંકર જંગલમાં લાવ્યો હતો. આવા ભયંકર ફાડી ખાનાર જનાવરોના નીવાસવાળા સ્થળે આવી ગુમાનસીંહે પોતાની ખાંધપરથી લલીતાને નીચે ઉતારી. પાપી ખુમાનસિંહની કપટજાળમાંથી દુઃખીયારી

લલીતાએ છુટવા ઘણુજ કાલાવાલા કરવા માંડયા પરંતુ સર્વ વ્યર્થ ! પાપી ખુમાન એકનો બે થયો નહીં.

જંગલની ચીસોથી બીતી બીતી કમનશીબ લલીતા ઇશ્વરની સ્તુતિ કરવા લાગી અને બોલી ઓ પ્રભુ !

પોતાને આ સંકટમાંથી છોડવવા નીચું જોઇ. આ અબળાને આ ભયંકર જંગલમાંથી બચાવ. આપ શીવાય કોઈ નથી. આ બાળાનું રક્ષણ કરવું તારેજ હાથે છે. દીનનો દાતાર છે. તો દયાળુ ઈશ્વિર આ દુઃખીયારી પર દયાકર. ઇશ્વર શાહુય થા અને આ પાપીની પ્રપંચ જાળમાંથી મુકત કર.

ખુમાનસિંહ—કેમ ! તારો શોવિચાર છે. જો આ ખુમાનસીંહ સંગેજ રહેવામાં મજાહ છે. જો અપમાન કરશે તો પરીણામ માંઠુજ આવશે એમ નકકીજ સમજજે હું તને બે મીનીટનો વિચાર કરવા રજા આપુંછું. ધીરેથી વિચાર કર પછી જવાબ આપ.

લલીતા—ઓ પાપી ! મતીહીન. તારા પાપણુ શબ્દો મારૂં અંતઃકરણ ચીંથી નાંખે છે. તું મદમાં આંધળો ના બન.

અરે મુર્ખા કહ્યું છે કે.

પરનારીથી ભીખારી થયા.
સુખ સૌ તજી દુઃખવાજ થયા.
ઘરબાર ગયાં ને સુખપાલ ગયા.
નવ હાલ રહ્યા. ન હવાલ રહ્યા.

માટે ઓ મતીભ્રષ્ટ ! આ દુખીયારીને ના સતાવ. મને આબરૂં ભેર ઘેર પહોચતી કર.

ખુમાનસિંહ—જેમ જેમ થંડો બનું છું તેમ તેમ તું વધારે ને વધારે બોલ્યા કરે છે. હવે તારો બકવાટ બંધ કર અને મારા શબ્દોને માન આપ.

લલીતા—ઓ મતીહીન ! સાંભળ અને તારા કાનના પડડા ખોલી દે.

શેર.

અંતે જવુ છે સર્વને–કો આજ કાલે જશે.
આયુષ્ય જ્યાં પુરૂ થશે–કે નક્કી મરણુ આવશે.

ખુમાનસિંહ—છટ છટ.

લલીતા—ધરીસ નહિ મરવાની પરવા,

કામાંધ કુટીલ ઓ કામી !

ખુમાનસિંહ—લલીતા ! લલીતા! ! મારૂં કહ્યું માન અને સર્વે સુખ આ ખુમાનસિંહ સંગે ભોગવ ! તું દિવાનને ચાહય છે તે હું જાણું છું. પરંતુ એ નાદાન સંગે તું સુખી થનાર નથી. બાળા વિચાર કર. અને આ તારા સ્વામીને તારૂં હૃદય સોંપી દે.

લલીતા—

સેર

પતંગીયો ચાહે અગ્નીને મળવાને.
ખોદે મધુકર ખાડો તેજ ખાડામાં પડવાને.

ઓ હંકારી હું તારા વજ્ર સરખાં શબ્દો સહન કરી શકતી નથી. મારૂં હૃદય છેદાઇ જાયછે. ઓ નીચ ! તારા સંગે સુખ વૈભવ ભોગવવું એ મારે મન તુચ્છ સમજું છું.

હું મારા હૃદયથી મારા પ્રાણેશ દિવાનને વરી ચુકી છું.

ખુમાનસિંહ—અરે ! તું મારી માગણીનો તિરસ્કાર કરેછે.

લલીતા—હા તારી માગણીનો તિરસ્કાર.

ખુમાનસિંહ—જોઉં છું. તું કેમ તાબે થતી નથી. મારી માગણી તારીજ પાસેથી કબુલ કરાવીશ કહીને પોતાની તલવાર મ્યાનમાંથી ખેંચી અને બોલ્યો.

કેમ માને છે કે નહીં. ઝટ જવાબ આપ.

લલીતા—કદી નહી પાપી કદી નહી.

ખુમાનસિંહ—લલીતા હું તને છેલ્લીજવાર કહુછું કે માનોજા નહીતો આ શમશેરથી મારીજ નાખીશ.

લલીતા—ભલે તારી શેમશેરને તાબે થઇશ. પરંતુ તારા નીચ શબ્દો કદી પણ સ્વીકારવાની નથી.

પ્રિય વાંચક ! લલીતાના સદ્ભાગ્યે અને કાંઈક આયુષ્યના પ્રભાવે દીવાન લલીતાને ખોળતો જંગલે જંગલ ભટકતો અને ક્ષુધાથી પીડાતો આ ભયંકર જગલમા આવી પહોંચ્યો. કહોકે લલીતાના રક્ષણ માટેજ પ્રભુએ મોકલ્યો હશે.

પાપી ખુમાનસિંહ પણ લલીતાને આજ ભયંકર જંગલમાં

લાગ્યો હતો. દીવાન પણ આ પ્રસંગ યોગ્યજ ધારી લલીતાનું રક્ષણ છુપી રીતે કરવા ધારી ખુમાનસિંહને મારી નાખવા ગુપ્ત રીતે ઉભો અને સાંભળવા લાગ્યો.

ખુમાનસિંહ—લલીતા ! માન ! માન ! તારી ખોટી હઠ છોડી દે. નહીં તો નક્કી સમજજે કે આ શમશેરથી મારીજ નાંખીશ.

લલીતા—મારૂં કાંડુ છોડી દે ?

ખુમાનસિંહ—હવે હાથમાં આવેલી કેમ છોડું ? કહીને બોલ્યો.

શેર.

આવેલ મુજ દસ્થમાં
પ્રાયા કદી નવ છુટશે.
લલના લલીના આ લાલ આજે
શીયળ ત્હારૂં છોડાવશે.

( લલીતાનો હાથ પકડી પછાડે છે. )

લલીતા—અરે ! કોઈ આવો આ અબળાને બચાવો.

શેર

લાવી દયા આ બાળાની. વારે ચઢો મુજ શ્રી. હરી.
કટાર કરમાં ગ્રહી, જીવનની છેલ્લી ઘડી.

ખુમાનસિંહ—

શેર

નિસ્તેજ કયમ તલવાર આવી; આજ તું દેખાય છે.
જાણ્યું હવે કે તૃષાથી બસ, તને પીડા થાય છે.

દિવાન પાછળથી આવીને

શેર

તરશી કટારી રકતની
વીચાર તું શાને કરે
વિચાર વમળમાં પડી.
વખત શાને તું હરે !

દીવાન ઉપર પ્રમાણે બોલતો પોતાની કટારીથી એકદમ ખુમાનને મારી નાંખે છે.

લલીતા પોતાને આ મળી આવેલી અણુધારી મદદથી એકદમ ઓશીંગળ બની જઈ શરમાઈ જતાં દીવાન ત્હેને ધીરજ ધરવા કહે છે.

લલીતા—તમે અહીંઆ કયાંથી ? !

દિવાન—તારી શોધમાંજ!

લલીતા—ઇશ્વરની ગહનગતી કાંઇ ન્યારી છે. નહીં તો આપ પણ આજે મ્હારી મદદે કયાંથી ? કહી પ્રેમનાં અશ્રુ વરસાવતી દીવાનને ભેટી પડી.

જે પછી બંન્ને પ્રેમી યુગલો પોતાના ઘર તરફ વળ્યાં અને આનંદમાં દીવસ નીર્ગમન કરવા લાગ્યાં.




છાપનાર—વીઠલદાસ કીકાભાઈ.
છાપવાનું ઠેકાણું—ખુ. અ. ના ધી સુરત જૈન પ્રીન્ટીગ પ્રેસમાં
ઠે. ખપાટીઆ ચેકલા સુરત.

પ્રસિદ્ધ કર્ત્તા—શા. છગનલાલ કપુરચંદ.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—ગલેમંદીર-સુરત.

વાંચો ! વાંચો ! વાંચો !

# એક અમુલ્ય લાભ !



ણુા લાંબા વખતથી તેમજ જુના અનુભવથી આ દવાઓ બનાવવામાં આવી છે વાપરો અને ખાત્રી કરો.

૧ **વિર્યવર્ધક ગોળી**—વિર્યપાત અટકાવી, નપુંસકપણાને ર કરી, નવું પુરૂષાતન બક્ષીસ કરે છે. સવારમાં..શેર ામાં માત્ર બે ગોળી ખાવી. કી, ગોળી ૪૮ની શીશી ૧ રૂા. ૦ાા

૨ **દરાજનો કટ્ટો શત્રુ** દરાજ નાબુદ કરે છે. કી. ૦–૨–૦

૩ **બાલ વિનાશક પાઉડર**—પાણી સાથે મેળવી લગાડવાથી લ નીકળી જાય છે. કી ૦–૧–૬

૪ **દંતમંજન**—દરરોજ સવારના દાંતે ઘસવાથી તમામ દાંતનાં ગા સારા કરે છે. કી ૦–૧–૬

૫ **મહાશ્વેતા હેર ઓઈલ**—ખુશબોદાર મગજને તર કરી ને લાંબા વધારે છે. કીં મોટી શીશીના ૧૨ આના. અને ના ૭ આના.

૬ **નેત્રાંજન**-(સુરમો) આંખની ગરમી, આંખનું આવવું, ખીલ વીગેરે રોગો નાબુદ કરે છે. કી શીશી ૧ નો રૂા ૧ નમુનાની શીશીના માત્ર ૦–૨–૦

૭ **ખરજવાની દવા**—ગમે એવાં જુના યા નવાં ખરજવાને વખતમાં શારૂ કરે છે. કી દવી એકના ૦–૨–૦

**શુકલ જી. ·ન.**

**ગલેમંદીરની મોટીશેરી-સુરત.**

# ગુર્જર સાહિત્ય શ્રૃંગાર

## સચિત્ર વાર્તા સિરિઝ

# પુષ્પહાર.

વિદ્વાન લેખકોની કસાયલી કલમથી લખાયલી અત્યુત્તમ સાંસારિક, ઐતિહાસિક વાર્તાઓ અને સુંદર આકર્ષક ફોટાઓ સીરીઝના દરેક પુષ્પમાં આવશે. ચાલુ માસમાં ગ્રાહક થનારને ત્રણ વાર્તાની બુકો શરૂઆતમાંજ ભેટ મળશે તથા ચિત્રકળાની ઉત્તમ ફોટો પણ દરેક ગ્રાહકોને મળશે. વાર્ષિક મુલ્ય માત્ર ૦-૧૨-૦ શરૂઆતમાંજ ભરનારને વર્ષની આખરે એક ઉત્તમ પુસ્તક ભેટ. છુટક નકલ માટે દોઢ આનાની ટીકીટ બીડવી પ્રથમ પુષ્પ પ્રખ્યાત લેખક નારાયણ વસનજી ઠક્કુરની કસાયલી કલમથી લખાયલી "સુલતાના" નામની વાર્તા અને બે સુંદર ફોટા સાથે ટુંક મુદતમાં બહાર પડશે.

લખો.—

મેનેજર—"પુષ્પહાર"

બેગમપુરા સુરત.